# યમદુત અને દેવદુત.

( લખનાર—ધીરજ-બરવાલા )

એકાદ ચિત્રકારને વર્ણચિત્ર આલેખવા જેવો તે એક સુન્દર વિષય હતો એમ કહેવામાં હરકત નથી. એક તંબુની સામે શામરાવ પોતાના અપ-ટુ-ડેટ ફેશનેબલ કપડાં સાથે એક છત્રીચેરમાં સિગાર ફુંકતો પડયો હતો. તેની આગળ એકાદ હાથ દૂર ન્હાના ટેબલ ઉપર એક સાહેબી ટોપી, એક કલમદાન અને એક બારીક કોતરણી વાળી ચાંદીની મૂઠની લાકડી પડેલી હતી. તંબુની અંદર એક તરફ ગાદી તકીઆનો આશ્રય લઈ બેઠેલો એક કારકુન નીચું મસ્તક રાખી કાંઇક લખતો હતો. શામરાવ ઘડીમાં તે કારકુન તરફ, ઘડીકમાં પોતાની સાહેબી ટોપી તરફ અને ઘડીમાં દૂર કામ કરતા જિવંત અસ્થિપિંજર સમુદાય તરફ જોતો નિષ્કાળજીપણાથી પડયો હતો.

તે જીલ્લામાં હમણાં ભયંકર દુષ્કાળ પડયો હતો. તેથી ગરીબ પ્રજાનું સંરક્ષણ કરવા સારૂ સરકારે કાંઇક રિલીફ કામો શરૂ કર્યાં હતાં અને એવાંજ કામ ઉપર શામરાવ એક મોટો હોદ્દેદાર હતો. ગરીબ માણુસો અન્નવિના તરફડી મરે નહિ એટલા માટે સરકારે પોતાની તીજોરી ખુલ્લી મૂકી હતી, પણ શામરાવને તે રૂચતું ન હોતું. મજુર વર્ગને ઠરાવેલી મજુરી—તેમણે કામ કર્યું હોય છતાં પૂર્ણપણે આપવી એ શામરાવને પસંદ નહોતું. દુષ્કાળ કરતાં

શામરાવના વર્તનનું દુઃખ ગરીબ મજુરોને વધારે દુઃખદાયી હતું! પાસે બેઠેલા કારકુનના મનમાં એવાજ વિચારો હોય એમ પ્રતીત થતું નહતું કારણ કે તે કયારેકજ પોતાના ઉપરી તરફ જોતો હતો. અને તે જોવામાં પૂર્ણ તિરસ્કાર તથા ક્રોધ દેખાઇ આવતો હતો.

એટલામાં એક મરાઠી સ્ત્રી પોતાના નાના છોકરાને છાતી સાથે વળગાડી, પાંચ વર્ષની એક કન્યાનો હાથ પકડી ત્યાં આવી. અન્ન–પાણી વિના અસ્થિવિશેષ રહેલા દેહને ચારે તરફથી ઢાંકવા જેટલાં વસ્ત્રો તે ત્રણે જણના અંગો ઉપર નહોતાં. શામરાવે તુચ્છતાથી તે ત્રણે તરફ જોયું. તે બાઇએ પોતાનું મસ્તક નમાવી શામરાવને વંદન કર્યું અને પોતાની પુત્રીને કહ્યું. 'બાળા! સાહેબને દંડવત પ્રણામ કર.' છોકરી બ્હીતી બ્હીતી આગળ વધી અને તેણે પોતાની માતાની આજ્ઞા પ્રમાણે શામરાવ આગળ સાષ્ટાંગ નમસ્કાર કર્યા! ભૂલમાં તે બિચારીનો હાથ ટેબલને અડી ગયો! કેટલો ભયંકર અપરાધ! એક ગરીબ ભિખારણની છોકરીએ સાહેબ બનેલા શામરાવના ટેબલને હાથ લગાડયો! શામરાવનું મગજ ઉકળી ઉઠયું. તેણે પગ વડે લાત મારી તિરસ્કારપૂર્વક કહ્યું 'યુ બગર!'

'મા બાપ' તે બાઇ પોતાની છોકરીને પોતાની પાસે ખેંચી બોલી. 'માફ કરો. ન્હાનાં છોકરાંને શું ખબર હોય!'

આ સર્વ પ્રકાર જોઇને કારકુનની મુખ મુદ્રા ક્રોધથી લાલ થઇ હતી. દરિદ્રતા એ કાંઇ અપરાધ નથી! તો પછી જેમને દૈવયોગે સંપત્તિ મળી હોય તેમણે ગરિબોનો આટલો તિરસ્કાર શામાટે કરવો? માનાપમાનની લાગણી શું માત્ર શ્રીમન્તોને માટેજ છે? ગરીબ થયા એટલે શું લાગણીશૂન્ય થવું? ત્રણ આના

મેળવનાર મજુર અને ત્રણુસો રૂપિયા મેળવનાર કાંમદાર એ બન્ને એકજ સરકારની પ્રજા, એકજ સરકારના નોકર અને એકજ ઇશ્વરના સંતાન છે! તો પછી મોટા અધિકારીઓએ ન્હાના નોકરો સાથે આવા પ્રકારનું નિષ્ઠુર વર્તન શા માટે રાખવું? પણ આ વિચારો એક પંદર રૂપરડી મેળવનારા કારકુનના હતા!!!

બાઇ શામરાવ આગળ કરૂણુ વાણીએ અરજ કરવા લાગી. સાહેબ! મારી ત્રણ દિવસની મજુરી મને મળી નથી. મારી સામે કરૂણુ દૃષ્ટિએ જુઓ—આ મારાં ભૂખે ટળવળતાં બાળકો તરફ જુઓ. ત્રણ દિવસથી આ બાળક તાવથી પીડાય છે.'

' એ યૂ બગર!' શામરાવ પોતાની સોટી હવામાં ફેરવતો નિષ્કાળજીપણાથી બોલ્યો ' જાઓ--ચલે જાઓ, તુમ્હારા કામ ઉપર જાઓ! કુછ નહિ મિલેગા!!'

બાઇ અત્યંત દીનતાથી બોલી ' એમ શા માટે કરો છો સાહેબ! ગમે તો મારો અર્ધો દિવસ ગેરહાજરીનો ગણો; પણ મને મજુરી તો આપોજ. અમારે ગરિબ માણસને શું ખાવું? અમારે શી રીતે જીવવું?'

' શા માટે જીવો છો? ખુશીથી મરી જાઓ! તમારા જેવા ભિખારીના મરણથી દુનિયા ઉપરનો ભાર ઓછો થશે! સરકારના પૈસા બચશે!'

કારકુનનો ક્રોધ ઘણોજ વધી પડયો. તે આગળ આવીને કંપિત સ્વરે બોલ્યો ' બાઇ! આ તરફ આવ. હું તારા પૈસા આપું છું.'

' કોણ ગોપાળરાવ!' શામરાવ તે તરફ વળીને બોલ્યો તને ડહાપણ કરવાની બહુ ટેવ પડી જણાય છે.'

ગોપાળરાવનું શરીર થરથર કંપવા લાગ્યું. તેનો ચહેરો ક્રોધથી ભયંકર જણાવા લાગ્યો. કાંઇક ચમત્કારિક રીતે નેત્રો ફેરવી તેણે શામરાવને કહ્યું ' હા સાહેબ ! એવું ડહાપણ કરવાની ટેવ છે ખરી; પણ આપને તે બાબતમાં શું કહેવાનું છે ? '

શામરાવ ગોપાળરાવનો અધિકારી છે ! તાબાના નોકરનો આવો ફડક જવાબ સાંભળી રહે એવો તે માણસ નથી ! તે ક્રોધથી સંતપ્ત થઇ ત્રાડી ઉઠયો ' યૂ બ્રૂટ ! એક ક્ષણમાં તને પણ લાત મારીને કાઢી મૂકીશ ! સમજ્યો ? '

બાઇનું ન્હાનું બાળક રડવા લાગ્યું. ગોપાળરાવે પોતાના ખીસામાં હાથ ઘાલી એક રૂપિયો કાઢી તે બાઇના હાથમાં દેવા માટે આગળ કર્યો. શામરાવે એકાદ શિકારી વાઘ પ્રમાણે તેના હાથ ઉપર ઝડપ મારી અને કહ્યું ' સરકારી પૈસાનો આવો દુરૂપયોગ કરવાનો તને શું અધિકાર છે ? '

ગોપાળરાવે તેટલાંજ જુસ્સાથી જવાબ આપ્યો ' સાહેબ ! આપ મારા હાથને પ્રસંગ ન આપો તો સારૂં ! જાઓ—પાછા જાઓ. હું આપના પ્રશ્નનો ઉત્તર આપુંછું. સાહેબ ! સરકારે રિલિફ કામ શરૂ કર્યું છે, તે ગરીઓના સંરક્ષણ માટે છે તેમને દુઃખ દેવા માટે નથી ! ગરીઓની મજુરી અટકાવવાનો અધિકાર આપને કયથી મળ્યો ? તેનું કામ સંપૂર્ણ છતાં શા માટે મજુરીનાં નાણાં ન આપવાં ? સાહેબ ! આવા આચરણથી શું આપનું ભલું થશે એમ લાગે છે ? ઈશ્વરની કૃપાથી આપને અધિકાર પ્રાપ્ત થએલો છે, તેનો ઉપયોગ લોકપ્રીતિ સંપાદન કરવા તરફ કરવો કે લોકોને ત્રાસ આપવાના કામમાં કરવો ? આ લ્યો રૂપીએ

મુંગે મોઢે આ બાઇને આપો તેના બાળકો તરફ જુઓ તે કહે છે તે વાત ખોટી ગણી ઉડાવી શા માટે દ્યો છો ?'

શામરાવ અભિમાનપૂર્વક ક્રોધથી તેની તરફ જોતો હતો પેલી ગરીબ બાઇ એ સંધી સાંધી આગળ આવી અને બોલી 'સાહેબ ! આ છોકરાને શરીરે હાથ લગાડી જુઓ. કેટલો બધો તાવ ચડયો છે ? સાહેબ ! આ વખતે મને નિરાશ કરશો નહિ મારૂં આ બાળક ભૂખથી મરી જશે આવતે અઠવાડીએ આપને ખુશી પડે તે કાપી લેજો. આપને હું પ્રાર્થના કરૂં છું. આ બાળક આપનુંજ સમજજો હું આપને ચરણે પડું છું. આ બાળકને આપને પગે મુકું છું, બાઇ પોતાનું બાળક શામરાવના પગ ઉપર મૂકવા જાય છે એટલામાં શામરાવે લાત મારી, તે સાથે બાઇના હાથમાંથી તે બાળક નીચે પડયું. !

ગોપાળરાવનો ક્રોધ તો આથી બહુજ વધી પડયો. તેણે શામરાવના હાથમાંથી સોટી ખેંચી લીધી અને જે પગે તે ગરીબ સ્ત્રીના બાળકને લાત મારી હતી તે પગ ઉપર બે વખત તેણે પ્રહાર કર્યો; પછી તે બાઇ તરફ રૂપિયો ફેંકીને બોલ્યો 'બાઇ ! આ રૂપિયો લઇને તું હમણાં જા. આગળ હું તારી વ્યવસ્થા જોઇ લઇશ.' એમ કહી તે પુનઃ શામરાવ તરફ જોવા લાગ્યો. શામરાવ ક્રોધથી અત્યંત તપી ગયો હતો. ગોપાળની મારેલી સોટી તેને બહુ જોરથી વાગી હતી; પણ તે બાઇના દેખતાં પોતાની વધારે ફજેતી ન થાય એટલા માટે તેણે તે સ્ત્રીને ચાલ્યા જવાની અનુમતિ આપી. બાઇ રૂપિયો લઇને કૃતજ્ઞતાપૂર્વક ગોપાળરાવ તરફ જોતી જોતી ત્યાંથી ચાલી ગઇ.

બાઈના ગયા પછી બન્ને જણુ એક બીજા તરફ બહુ વખત સુધી સરોષ દ્રષ્ટિએ જોતા ઉભા રહ્યા. પછી શામરાવ ધુરકીને બોલ્યો 'તને આજ તેં મોટું પરાક્રમ કર્યું છે એમ લાગતું હશે. પણ આજ તેં તારા પોતાના પેટ ઉપર પાળી મારી છે એ ધ્યાનમાં લે.'

ગોપાળરાવ હવામાં સોટી ફેરવતો હાસ્ય કરીને બોલ્યો 'તે હું જાણું છું.'

'તારી નોકરી ગઇ.' એમ કહેતાં ગોપાળરાવ પગે પડવા લાગશે એવી શામરાવની માન્યતા હતી; પણ તે ધમકીની તેને બિલકુલ અસર થઇ નહિ. ઉલટું તે તુચ્છતાપૂર્વક હસ્યો. શામરાવને તેનું તે હાસ્ય સોટી કરતાં વધારે વસમું લાગ્યું. તે ચીડાઇને બોલ્યો 'તારે મારી ક્ષમા માગવી જોઇએ.'

'આપ તે બાઇની ક્ષમા માગશો?'

'શું તે ભિખારણુની ક્ષમા? શા માટે?'

'તો હું આપની ક્ષમા શા માટે માગું?'

ગોપાળરાવ કોઇ પ્રકારે પાછો પડે તેમ નહોતું શારીરિક બળમાં પણ તેને હરાવવો એ શામરાવના સંબંધમાં અશકય હતું, તે વખતે તેણે મનમાં બીજોજ વિચાર આણ્યો. તે મોટા ગાંભીર્યથી બોલ્યો 'ગોપાળરાવ! હું તારા હાલના ઉદ્ધાતવર્તનનો બદલો લેવા ઇચ્છું તો તારી નોકરી જાય અને તે ઉપરાંત કદાચિત્ તને કેદની શિક્ષા પણ થાય, કિન્તુ હું તારા અપરાધની તને ક્ષમા આપું છું!

ગોપાળરાવ પુનઃ તુચ્છતાથી હસ્યો, તે બોલ્યો. 'આપ મોટા ઉદાર સ્વભાવના છો.'

એ હાસ્ય પણ શામરાવને પહેલાના જેટલુંજ કડવું લાગ્યું; છતાં આંતરિક આઘાત છૂપાવીને તે બોલ્યો 'હવેથી તું પોતાના અધિકારી સાથે સારૂં વર્તન ચલાવીશ એવી આશા છે.'

ગોપાળરાવે તેનો કાંઇજ ઉત્તર આપ્યો નહિ. તે શામરાવની સોટી તેના ટેબલ ઉપર મૂકી જવા લાગ્યો. શામરાવ કાંઇક વિચાર કરતો હતો તે પુન:ખુરસી ઉપર બેઠો અને ગોપાળરાવને પોતાની પાસે બોલાવીને તે બોલ્યો 'ગોપાળરાવ ! મહિનાનો પંદર રૂપિયા પગાર તારે પૂરતો છે ?'

ગોપાળરાવ ઉભો રહ્યો. તેણે શામરાવ તરફ જોયું. તે પ્રશ્નમાં કાંઇક ગુઢ અર્થ ભરેલો હતો. તેણે દૂર કામ કરતાં મજુરો તરફ જોયું અને એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો ! ગોપાળરાવ કાંઇ બોલતો નથી એ જોઇને શામરાવ આગળ બોલ્યો 'દુષ્કાળના દિવસોમાં પંદર રૂપિયામાં સ્ત્રી-છોકરાં સહ રહેવું એ ઘણું કઠીન છે ભાઇ !—'એટલામાં એક મરાઠાની તરૂણ કન્યા પાણીની ગાગર લઇને ત્યાં આવી અને તે તંબુમાં પેઠી શામરાવ ગોપાળરાવ તરફ નજર ફેરવીને બોલ્યો 'જોયું કેવું રૂપ છે ? રિલીફ કામપર આવા રત્નો લેવાનું સરકાર ઠરાવે તો કેવી મઝા પડે ?' તરૂણી ગાગર લઇને બહાર આવી. શામરાવ લાડ કરતો હોય તેમ તેને ઉદ્દેશીને બોલ્યો 'કમળા! બે-ચાર દિવસ તું કામ ઉપર કેમ દેખાઇ નહિ ? આવતે મહિને તારૂં નામ કમી કરવું પડશે !' કમળા પોતાનાં નેત્રોમાં અશ્રુઓ આણી બે હાથ જોડી ત્યાંથી ચાલી ગઇ. શામરાવ ગોપાવરાવને ઉદ્દેશીને બોલ્યો 'મોટી બદમાશ છે ખરૂં કે? સહજમાં હાથમાં આવે એવી લાગતી નથી !'

ગોપાળરાવે વિલક્ષણ મુદ્રાથી શામરાવ તરફ જોયું, તેથી તે બોલ્યો 'ગોપાળ ! તું તદ્દન ભોળો માણસ છે. હું પણ તારા જેવોજ હતો; પરંતુ ભાઇ ! હાલની દુનિયાં એવીજ છે ! અરે ! તે બાઇના પૈસા આપવાની તારે શી ઉતાવળ હતી ? સરકારને વહાલા થવા માટે આપણે થોડા—આપણાથી બની શકે તેટલો બચાવ કરવો જોઇએ સમજ્યો ? જા. આનો વિચાર કર. હમણાં તારૂં મગજ ઠેકાણે લાગતું નથી. આ ટેબલ ખુરસી ઉપાડીને અંદર મૂક. ચાલ હું થોડું ફરીને આવું છું.' ગોપાળરાવ સરોષ દૃષ્ટિએ તેની તરફ જોતો હતો તે જોઇને શામરાવ બોલ્યો 'કેમ અકળ્યા ! તને મારૂં બોલવું બિલ્કુલ રૂચતું નથી !'

ગોપાળરાવ આવેશમાં આવી બોલ્યો 'શામરાવ ! જો મારા આયુષ્યમાં બીજું કોઇ મોટું કાર્ય કરવાનું ન હોત તો આજ મેં જરૂર તારૂં ખૂન કર્યું હોત !'

શામરાવ ભયાકુલ થઇ બોલ્યો 'કેમ ?'

'કેમ શું ? નરાધમ ! સંધિ સાધિને તું તરૂણ સ્ત્રીઓનાં પાતિવ્રત્ય ભ્રષ્ટ કરે છે અને ગરીબોના પેટ ઉપર પગ મૂકી પોતાની તીજોરી તર કરે છે ! સરકારને ફાયદો કરવાની તારી દાનત નથી. તું તારો પોતાનોજ સ્વાર્થ સાધે છે એ હું જાણું છું. યાદ રાખજે તારી સાથે સોબત કરી હરામના પૈસા ખાનારો હું કારકુન નથી ! તારા જેવા પાપીઓને નાણું આપવામાં પણ ઇશ્વરનો કોઇક અતર્ક્ય હેતુ હોવો જોઇએ પરંતુ ખુબ સ્મરણમાં રાખજે કે ઇશ્વરની અવાજ વિનાની ગયબી લાકડી વાગ્યાવિના નહિજ રહે.'

'અરે સાપના છોકરા ! તું ઉછળીને કરડવા જાય તે પહેલાં હું તારા ઝેરી દાંત જરૂર તોડી નાખીશ. તારા જેવા એક યકશ્ચિત માણસને ઠાર કરવો એ મારે મન બાળક્રિડા છે ! સમજ્યો ?'

  

ગોપાળરાવને આજ કેટલાક દિવસથી સખ્ત તાવ આવે છે. તેનું કારણ તેની પોતાની પ્રકૃતિ વિષે તેને અનાસ્થા એજ છે. તેને આ દુષ્કાળી કામ ઉપર નોકરી લીધાને બારજ મહિના થયા હતા પણ તેટલા સમયમાં તે સર્વને જાણીતો થયો હતો. મજુર વર્ગમાં કોઇ આજારી પડે, કોઇને પૈસાની જરૂર હોય, કોઈની ઉપર મુકર્દમ જુલમ ગુજારતો હોય તો તે યથાશક્તિ તેમનું નિવારણ કરતો. દારિદ્રને લીધે કે સંકટને લીધે નિરાશ થઇને પાપાચરણમાં પ્રવૃત્ત થનાર માણસોને ગોપાળરાવના ઉપદેશનો એકજ શબ્દ બસ થતો. પરોપકારાર્થે તે બધો સમય વ્યતીત કરતો. ખાવા-પીવાની કે સુવાની દરકાર કરતો નહિ. ગરીબ મજુરોના ઉપયોગમાં પોતાનું સર્વસ્વ કેવી રીતે વપરાય તેનીજ તે યોજનાઓ ઘડયા કરતો. એનું પરિણામ એ થયું કે ગોપાળરાવ લોકપ્રિય પણ થયો. અને શ્રમાતિશયને લીધે સખ્ત આજારી પણ પડયો. એક સરકારી છાપરીમાં તે રહેતો હતો. પોતાની આરોગ્ય દશામાં તેણે અનેક જણ ઉપર ઉપકાર કર્યા હતા. તે પૈકી ઘણા જણ તેની સેવા કરવા માટે અને પોતાની કૃતજ્ઞતા દર્શાવવા માટે તૈયાર હતા. પણ શામરાવની બ્હીક ઘણાં જણને લાગતી હતી. કેટલાંક લો તેની પાસે આવવમાં પણ ડરતાં હતાં. રાત્રે માત્ર થોડાં ઘણાં માણસો તેની પાસે આવીને બેસતાં હતાં.

શામરાવને તે કારકુનની લોકપ્રિયતા અસહ્ય જણાવા લાગી. તેણે તેને તે સરકારી ઝુંપડામાંથી બહાર કાઢવાનો વિચાર કર્યો. દિવસના બીજા પ્રહરનો સમય હતો. ગોપાળરાવ પોતાની પથારીમાં પડયો હતો. તેને સખ્ત તાવ આવ્યો હતો આ વખતે તેની પાસે કોઇ નહોતું. નિર્ણયસાગર પ્રેસમાં છપાએલી ગીતા લઇને તે પડયો પડયો વાંચતો હતો.

શામરાવ કેટલાક મજુરોને લઇને ત્યાં આવ્યો ને સિંહની પેઠે ત્રાડીને બોલ્યો 'ગોપાળરાવ! તારે આ ઝુંપડી હમણાં ને હમણાં ખાલી કરવી જોઇએ.'

'અને હું ખાલી ન કરૂં તો?' ગીતા બાજુએ મૂકી ગોપાળરાવે પૂછ્યું. 'શામરાવ! તું વૈર લેવાના ઇરાદાથી અહીં આવ્યો છે; પણ તને કહું છું કે મારા ઉપર પરમેશ્વરની કૃપા છે. તારા પાપી વિચારનું કે આચારનું મારા ઉપર કાંઈ જોર ચાલવાનું નથી.'

શામરાવ પોતાની સાથેના માણસો તરફ જોઇને બોલ્યો. 'જુઓ છો શું? સરકારના કામ માટે આ ઝુંપડી બાંધેલી છે. સવારમાં સરકાર તરફથી તપાસ થતાં આપણા ઉપરજ દોષ આવશે; માટે આનો સામાન બહાર કાઢો! ચાલો! જલદી કરો!'

ગોપાળરાવે ઉઠીને તે મજુરોને કહ્યું 'ભાઇઓ મારા અંગને જરા હાથ લગાડી જુઓ. આવી સ્થિતિમાં હું બહાર જાઉં એવી તમારી ઇચ્છા છે શું?' આ પ્રશ્નમાં એવું કાંઇક તેજ હતું કે તે માણસોમાંથી એકપણ માણસ તેના સામાનને હાથ લગાડી શક્યો નહિ! તે જોઇને શામરાવ વધારે ચીડાયો. તે બોલ્યો 'તમે મારૂં કહેવું સાંભળતા નથી? ઠીક ત્યારે. હુંજ તેનો સામાન બહાર ફેંકી દઉં છું.'

'આપ એકાદ વસ્તુને હાથ લગાવી જુઓ જોઇએ' એમ સંતાપથી બોલતો ગોપાળરાવ ઉઠયો. શામરાવે હિંમત કરીને પાસે પડેલી ગોપાળરાવની એક ન્હાની ટૂંકને હાથ લગાડયો. ગોપાળરાવે આગળ આવી તેનો હાથ પકડયો અને બહારનો રસ્તો દેખાડી કહ્યું

'જાઓ સાહેબ! હું હમણાં અહીંથી નીકળવાનો નથી મારી વિરૂદ્ધ જે રિપોર્ટ વગેરે કરવું હોય તે ખુશીથી કરો. ઉપરના અધિકારીનો હુકમ આવતા સુધી આ ઝુંપડી મારી છે.' એમ કહીને તેણે શામરાવને બહાર ધકેલ્યો. દાંત તળે હોઠ દબાવીને શામરાવ ત્યાંથી ચાલ્યો ગયો.

   

સત્તા આગળ શાણપણ શા કામનું? આજ બે દિવસમાં રાત્રે કે દિવસે ગોપાળરાવની પાસે કોઈ આવ્યું નહિ. આટલા દિવસ તેની પાસે કોઇને કોઈ આવીને પાણી લાવી આપતું, ખાવાનું કરી આપતું; પણ આ બે દિવસમાં તે પ્રકાર તદન બંધ પડી ગયો! ગોપાળરાવ તેનું કારણ સમજયો, પણ તેણે તે બાબત મુદ્દલ ચિંતા કરી નહિ. ઇશ્વર ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ હતો. જે શ્રી કૃષ્ણે અર્જુનને **'ये यथा मां प्रपद्यन्ते'** કહ્યું હતું તે શ્રીકૃષ્ણ પોતાને સહાય કરશે એમ તેને પૂર્ણ ખાત્રી હતી તે ધીમે ધીમે ઝરામાંથી પાણી ભરી લાવતો, ચહા કિંવા ભાત બનાવતો, ઇચ્છા પ્રમાણે થોડું ભોજન કરતો અને બધો વખત ગીતા વાચતો પડયો રહેતો આટલું છતાં તે સ્વસ્થ નહોતો. તેને પોતાનું દુઃખ બીલકુલ હિસાબમાં નહોતું. ગરીબ મજુરો કેટલાં દુઃખી થતાં હશે! શામરાવ તેને કેટલું હેરાન કરતો હશે એજ વિચારથી તેને દુઃખ ઉત્પન્ન થતું; પરન્તુ બહાર જઇ ગરીબ લોકોના સમાચાર લેવા જેટલી તેના અંગમાં શક્તિ નહોતી.

એક દિવસ થયો, બે દિવસ થયા, ચાર દિવસ થયા! ગોપાળરાવની સાથે સર્વનો વ્યવહાર તદન બંધ હતો આજ ચાર

મહિનાથી ગોપાળરાવે કોઇને કોઇ જાતની મદદ કરેલીજ હતી. કોઇને પૈસાની મદદ કરી હતી તો કોઇને માટે શારીરિક શ્રમ કર્યો હતો પરંતુ આજ એટલા સમુદાયમાંથી એક પણ વ્યક્તિ એવી ધૈર્યવાન નીકળી નહિ કે જે શામરાવના અધિકારને નિઃશસ્ત્ર કરી નાંખી પોતાના ઉપકાર કર્તાની મદદે આવે!

બરાબર સંધ્યા સમય થયો હતો. ચારે તરફ અંધકારનું સામ્રાજ્ય સ્થપાતું જતું હતું સખ્ત તાવ આવવાથી ગોપાળરાવ પથારીમાં પડયો હતો એટલામાં તેની ઝુંપડીના બારણા કોઇક આવ્યું ગોપાળરાવે ઝીણા સ્વરે પૂછ્યું–કોણ છે?'

'હું છું.' સ્વર બાળકનો હતો. ગોપાળરાવને મોટું આશ્ચર્ય લાગ્યું. તેના ભાવિક મનમાં એક કલ્પના આવી. 'પ્રભુ ગોપાળ કૃષ્ણ તો બાળ સ્વરૂપે નહિ આવ્યા હોય!' પણ એ કલ્પના અસંભાવ્યા છતાં તેને લીધે તે ગદ્‌ગદિત થઇ ગયો તેણે પુનઃ પૂછ્યું:–'તું કોણ?'

બાળકે ઉત્તર આપ્યો.–'હું કૃષ્ણ—'

ગોપાળરાવના અંગ ઉપર રોમાંચ ખડાં થયાં આ કલિયુગમાં મારા જેવા એક સાધારણ માણસ માટે પ્રભુએ કેમ તસ્દી લીધી? પણ ગોપાળરાવનો પોતાનો એવો મત હતો કે ખરા ભક્તને કોઇ પણ કાળમાં, કોઇ પણ દેશમાં અને કોઇ પણ સ્થિતિમાં કલિયુગનો સંપર્ક થતો નથી. આનંદના આવેશમાં ગોપાળે ઉઠીને દીવો કર્યો તો ઝુંપડીના દ્વારમાં એક દસ વર્ષનો મરાઠાનો છોકરો અને તેના હાથની આંગળી ઝાલીને ઉભેલી એક પાંચ વર્ષની છોકરી બે જણાં દેખાયાં. ગોપાળરાવે તીક્ષ્ણ નજરે તે બન્ને તરફ જોયું; કિન્તુ તે

બન્નેની નજરમાં તેણે કોઇપણ પ્રકારનું દૈવિકપણું જોયું નહિ. તે કાંઇક નિરાશ થયો. તેણે તે છોકરાઓને પ્રશ્ન કર્યો-' ક્યાંથી આવો છો બાળકો ?'

'માતાએ તમારા સમાચાર લઇને આવવાનું કહ્યું છે.'

'કોની માતાએ ?'

'અમારી માતાએ !'

ગોપાળરાવે દીવો જરા મોટો કર્યો. તેણે તે બન્ને બાળકોને પોતાની પાસે બોલાવ્યાં દીવાના પ્રકાશમાં તે ન્હાની છોકરીને ઓળખી આ છોકરીએજ શામરાવને દંડવત્ પ્રણામ કરતાં તેના ટેબલને હરત સ્પર્શ કરવાનો અપરાધ કર્યો હતો. ગોપાળરાવે તે છોકરીને કહ્યું:–' બાળા ! મેં તને તો ઓળખી; પણ આ કોણ છે ?'

'મારો ભાઇ.'

'તારા ન્હાના ભાઇને હવે કેમ છે ?'

'તેને હમણાં ઠીક છે' છોકરાએ બોલવા માંડયું. ' પણ અમારી માતા બહુ આજારી છે. તેનાથી હમણાં કામ થઇ શકતું નથી. બે દિવસ પહેલાં તેની હાલત બહુજ ખરાબ હતી; પણ હવે જરા ઠીક છે. તેને તમો માંદા છો એ જાણીને બહુ દુઃખ થયું છે. તમને હવે આરામ છે ને ? અમારી માતા તે સાંભળીને બહુ રાજી થશે. હું આટલા દિવસ મારી માસી પાસે હતો; પણ મારી માતાનો સંદેશો આવતાં હું અહીં આવ્યો.

'છોકરા ! તું ત્યાં શાળામાં ભણવા જતો હતો કે ?'

'હા, હું હમણાંજ ત્રીજી ચોપડીમાં ગયો છું. મારા માસ્તર કહે છે કે તું હમણાં શાળા ન છોડીશ; પણ શું કરૂં ? મારી મા માંદીત પડી ત્યારે તેની ચાકરી કરવા આવવું જોઇએ ને ?'

'અવશ્ય આવવું જોઇએ. કૃષ્ણ ! માતાને સુખી કરવા માટે છોકરાંઓએ હંમેશ તત્પર રહેવું જોઇએ. વિદ્યા ન ભણાય તો કાંઇ નહિ; પણ માતાને સુખી કરવાથી દેવ આપણું કલ્યાણ કરે છે.

'અમારી ચોપડીમાં લખ્યું છે કે 'બાળકોએ માતા, પિતા અને ગુરૂની આજ્ઞા સદૈવ માનવી.'

"વાહ! હોશિયાર જણાય છે! ચાલ, આપણે તારી માતા પાસે જઇએ."

'મારી માતા પાસે જઇએ. પ......ણ'

'શરમાઇશ નહિ. શું તારે કાંઇ જોઇએ છીએ?'

કૃષ્ણદાસે પોતાના હાથમાંની ન્હાની પોટલી તરફ જોઇને કહ્યું. 'માતાએ કહ્યું છે...અરે...એમ નહિ; તમે અમારા મરાઠાઓના હાથનું ખાઓ છો?'

ગોપાળરાવને તે પ્રશ્નથી મોટું આશ્ચર્ય ઉપજ્યું. તેણે પુછ્યું કેમ?'

'મને પહોંચાડવા મારી માસી આવી છે, તેણે તમારા માટે દુધની બે ભાખરીઓ કરીને મોકલાવી છે.' એમ કહીને તે છોકરાએ પોટલી નીચે મૂકી. આવા સંકટના સમયમાં એક અબળા તેની શક્તિ પ્રમાણે મદદ કરવા વ્હારે થઇ છે એ જોઇ ઇશ્વરના અસ્તિત્ત્વ સંબંધી ગોપાળરાવની ભાવના દૃઢ થઇ. તેણે નમસ્કાર કર્યા અને કહ્યું–'ભગવાન્! પરસ્પર આટલો પ્રેમભાવ દેખાડનારાં હૃદયો આ ભારતવર્ષમાં કેટલાં હશે?' પછી તેણે કૃષ્ણદાસને કહ્યું:–ભાઇ! તાવ આવવાથી મારૂં મોઢું અત્યંત કડવું થઇ ગયું છે.'

'તાવમાં એમજ થાય છે અમારી માતા એમ કહીનેજ કશું ખાતી નથી; પણ વૈદ્ય કહે છે કે થોડું ખાવું જોઇએ. મારી માશીએ તમારી ભાખરી ઉપર થોડું લીંબુ અને મીઠું મૂક્યાં છે, તેથી તમને થોડું અન્ન ભાવશે. માતાએ મને તમારે માટે પાણી લાવી આપવાનું કહ્યું છે. લઇ આવું પાણી? એક લોટો આપો.'

'ના ભાઇ! કાલે હું પાણી લાવ્યો હતો; હજુ પહોંચે છે.'

'કાલનું ઠંડું પાણી પીશો? ના, ના, તેમ ન કરશો મારી મા કહેશે કે તેં અંધારાથી ડરીને પાણી નહિ લાવી દીધું હોય! માટે લાવો લોટો; હું પાણી ભરી આવું;'

'ના, ભાઇ! અત્યારે રાત્રે તું ક્યાં જઇશ?'

'અંહ! પાણી શું છેટું છે? પણ સમજ્યો; અમારા મરાઠાના હાથનું પાણી તમે કેમ પીઓ?'

'અરે, એમ નથી ભાઇ! શું તારા હાથથી પાણી ન પીધું માટે તને ખોટું લાગે છે!? ગોપાળરાવના આ પ્રશ્નનો હેતુ તે છોકરો સમજી શક્યો નહિ. તે પોતાના બાળસ્વભાવને અનુસરીને બોલ્યો:-'હા, ભાઇસાહેબ! તમે બ્રાહ્મણ અમારા હાથનું પાણી કેમ પીઓ?

'કેમ ન પીઉં? તારા હાથની દુધની ભાખરી ખાધી તો પછી પાણી પીવામાં શી હરકત છે?'

ગોપાળરાવનો આ બુદ્ધિવાદનો પ્રશ્ન તે છોકરાને ઘણો રૂચ્યો. તે હસીને બોલ્યો:-'હા, ખરૂં કહો છો. દુધની ભાખરી ખાવી અને પાણી પીવું એ બધું સરખુંજ છે કહો, ત્યારે લાવી આપું પાણી?

ગોપાળરાવે સ્નેહથી કહ્યું: 'પ્રેમાળ માણસના હાથનું અન્ન ખાવામાં હરકત નથી અને પાણી પીવામાં પણ હરકત નથી. હું હમણા તારી આણેલી ભાખરી થોડી ખાઉં છું. મારી પાસે પાણી નહોત તો હું તારી પાસે મંગાવત! પણ મારી પાસે છે તે પાણી ઘણું સારૂં છે. તો પછી વિનાકારણ તને ત્રાસ આપવાનું શું કારણ?

તાવ આવવાને લીધે ગોપાળરાવનું મોઢું એટલું ખરાબ થઇ ગયું હતું કે અન્ન ઉપર તેને મુદ્દલ પ્રેમ થતો નહોતો; તેમ છતાં કૃષ્ણદાસ જેવા સરલ મનના છોકરાને માઠું ન લાગે એટલા માટે તેના માતાએ મોકલેલી ભાખરી તે મોટા કષ્ટથી ખાવા બેઠો. બે ત્રણ કોળીઆ લીધા પછી પાણી પી તેણે ખાવાનું બંધ કર્યું. એટલામાં ચાર-પાંચ માણસો ગોપાળરાવની ખબર લેવા ત્યાં આવ્યાં.

રામરામ વગેરે સામાન્ય સત્કારની ક્રિયા કર્યા પછી સર્વ બેઠા. ગોપાળે તે છોકરાને ઉદ્દેશીને કહ્યું:—'ભાઇ! હું તારી સાથે આવનાર હતો, પણ આ લોકો મળવા આવ્યા છે, માટે હું સવારમાં આવીશ. તમે બન્ને એકલાં જઇ શકશો ને?'

'હા,' એમ કહી તે છોકરો પોતાનીબ્હેનનો હાથ પકડી ઝુંપડી બહાર ચાલ્યો તેના ગયા પછી ગોપાળરાવે આવેલા માણસોને કહ્યું: 'ચાર, પાંચ દિવસ તો કોઇજ આવ્યા નહિ!'

મંડળીમાંના એકજણે કહ્યું:—'જળમાં રહેવું અને મગરની સાથે વેર રાખવું એ કેમ ચાલે? તમે અજારી. તમારા વર્તમાન મેળવવાની અમને બહુજ ઇચ્છા થાય; પણ શામરાવ સાહેબે સખ્ત હુકમ કર્યો હતો કે કોઇએ જવું નહિ. જો કોઇ જશે તો નોકરી ઉપરથી કાઢી મૂકવામાં આવશે. ઠીક, ભાઇ! અમારા જેવા ગરીબ માણસો તે હુકમની સામે કેમ થઇ શકે?

ગોપાળરાવ હસ્યો ને બોલ્યો:—'તમારૂં કહેવું ખરૂં છે. ગરીબ માણસોએ શ્રીમન્તોને માન આપીને ચાલવું જોઇએ, પણ શ્રીમન્તો નિષ્કારણ ગરીબોનો છળ કરે, નિષ્કારણ તેમનું અપમાન કરે, નિષ્કારણ તેમની સાથે કપટાચરણ કરે તે શું મુંગે મોઢે ગરીબોએ સહન કરવું? ગરીબ હોવું કિંવા શ્રીમંત હોવું એ શું કોઇના હાથમાં છે? એ ઘટના દૈવાધિન છે માટે શ્રીમન્તોએ ફુલાઇ જઇ ગરીબોને છળવા અને ગરીબોએ તે દીનતાથી સહન કરવું એ ક્યાંનો ન્યાય? શ્રીમન્ત બળવાન હોઇ દુરાચારી હોય અને ગરીબ નિર્બળ હોઇ સદાચારી હોય તો ઇશ્વર ગરીબનેજ સહાય કરે છે. દુરાચારી શ્રીમન્તની સદાચારી ગરીબને બીતિ લાગે છે, તેનું કારણ તે ગરીબને ઇશ્વર ઉપર વિશ્વાસ નથી હોતો તેજ છે. શામરાવની

તમને ભ્રાંતિ લાગે છે પણ મને કાંઇ થતું નથી અરે! તેના હાથમાં શું છે? તમને તેની તરફથી ત્રાસ થાય છે, પણ સવારમાં જો જો કુતરાથી પણ તેના હાલ ભુંડા થશે!'

'અરે! નીચ!!' શામરાવ એકદમ એકદમ ઝુંપડીમાં આવીને બોલ્યો 'મારા હાલ કુતરાથી પણ ભુંડા થશે?' જોઉં છું સવારમાંજ સાહેબ તપાસણી માટે આવનાર છે પછી જોઇ લેવાશે કે કોના હાલ ભુંડા થાય છે!'

શામરાવ એટલું બોલી ચાલ્યો ગયો. આજ તેણે કેટલાક માણસોને ખાસ અત્રે મોકલ્યાં હતાં તેનો હેતુ એવો હતો કે ગોપાળ પોતાની ક્ષમા માગશે; પણ આથી તેનું સમાધાન થવાને બદલે સંતાપ થયો

શામરાવની ધમકી ખોટી નહોતી બીજે દિવસ એક યુરોપિયન અધિકારી તપાસણી માટે આવ્યો, રિવાજ પ્રમાણે શામરાવે ઉપર ઉપરથી પોતાની સર્વ વ્યવસ્થા સાહેબને સમજાવી દીધી, અને સાહેબને ખુશી થએલો જોઇ ગોપાળરાવ વિરૂદ્ધ ફરિયાદ કરી. સાહેબે ગોપાળરાવને બોલાવ્યો, ગોપાળ કપડાં પહેરી આવ્યો અને સલામ કરી નમ્રપણે બોલ્યો:—'સાહેબ! તાવ આવવાને લીધે હું ઘણો બામારી થઇ ગયો છું. મારા શરીરમાં ઉભા રહેવાની શક્તિ નથી; માટે મને નીચે બેસવાની પરવાનગી આપો,

મનુષ્યના બોલવા ઉપરથી અને તે બોલતી વખતના તેના હાવભાવ ઉપરથી ઘણી વખત તેના અંતરંગની ખરી કલ્પના થાય છે. સાહેબ બહુ ચાલાક હતો, શામરાવનો ખુશામતિયો સ્વભાવ અને ગોપાળરાવ નો સરલ સ્વભાવ તે વખતે તેના લક્ષ્યમાં આવ્યો સિવાય ગોપાળરાવનો ફીક્કો ચહેરો જોઇને તેને તેની દયા આવી તેણે પાસે પડેલા ફર્નિચર ઉપર ગોપાળને બેસવાનું કહ્યું શામરાવ મનમાં ને મનમાં ઘણોજ બળી ગયો, પણ હવે તેના હાથમાં શું હતું?

સાહેબે ગોપાળરાવને કહ્યું–'તમારી ઉપરનો અધિકારી તમારી વિરુદ્ધ ફરિયાદ કરે છે તમારી પ્રકૃતિ જો ઉત્તર દેવા જેવી હોય તો તમે હું પૂછું તેનો જવાબ આવજો.'

'સાહેબ ! આપે દેખાડેલી સહાનુભૂતિ માટે હું આપનો ઘણો આભારી છું. મારી વિરુદ્ધ થએલી ફરિયાદ હું જાણું છું અને તેનો સરલ ઉત્તર આપવા માટે હું તૈયાર છું. મારે તે સંબંધમાં ઘણું કહેવાનું છે શું આપ તે શાંતપણે સાંભળશો ?'

સાહેબે અનુમતિ આપી.

'આ પરવાનગી બદલ હું આપનો આભાર માનું છું. સાહેબ હું થોડો ઘણો અપરાધી છું, પણ શામરાવ મારા કરતાં વધારે અપરાધી છે, એ હું સિદ્ધ કરી દેખાડીશ પ્રથમ આપ સર્વ મજુરોને આપની આગળ બોલાવો અને હું કહું તેટલાં જણાંની જુબાની લ્યો. પછી હું અપરાધી છું કે નહિ તેનો નિશ્ચય કરો જો હું અપરાધી ઠરૂં તો મને ફાવે તેવી શિક્ષા કરજો'.

તરતજ સર્વ મજુરોને ત્યાં બોલવવામાં આવ્યાં તેમાં પેસી બાઇ, તેનાં બન્ને છોકરાં અને કમળા જેવી તરૂણીઓ હતી એ કહેવાની જરૂર નથી સર્વ એકઠાં થયા પછી ગોપાળરાવે સાહેબને કહ્યું:–'સાહેબ ! આ સવ મજુરોને મજુરી આપવામાં આવી છે એવો દફતરી દાખલો હોવા છતાં આમાંનાં પ્રત્યેકને એક–બે દિવસની મજુરીના પૈસા નથી મળ્યા એવી પણ ફરિયાદ છે.—આપ પૂછીને ખાત્રી કરો.

શામરાવે સવની તરફ આંખો કાઢીને જોયું અને સાહેબને કહ્યું:–'હા સાહેબ ! પૂછીને ખાત્રી કરો.' પણ લોકોમાં એટલું ધૈર્ય ક્યાં હતું ? તે એક બીજાના મોઢા સામે જોવા લાગ્યા ગોપાળરાવને આશ્ચર્ય લાગ્યું કે જો આ સર્વ શામરાવથી ડરીને ખરી બીના નહિ કહેતો ? તે સર્વની તરફ જોઇને બોલ્યો:–'મજુરો ! તમે ડરો છો શા માટે ? ખરૂં કહેવામાં ડર શો ?'

સાહેબે કહ્યું--'હા ડરો મત, સચ્ચા બોલો'.

ધણીવારે એક જણે ધૈર્ય ધરી પોતાને ત્રણ દિવસની મજુરી કામ કરવા છતાં નથી મળી એમ જણાવ્યું અને પછી તરતજ ગાડરીઆ પ્રવાહ પેઠે પ્રત્યેક જણે પોતપોતાની ફરિયાદો રજુ કરી. સાથે સાથે કમળા જેવા તરૂણીઓને કામ ઉપર ન જતાં બમણી મજુરી મળી છે એમ પણ જણાવી દીધું. ગોપાળરાવે તેવી બે ત્રણ તરૂણીઓને આગળ બોલાવી અને સાહેબને કહ્યું-'સાહેબ! આ છોકરીઓને આઠ આઠ દિવસ ગેરહાજર રહેવા છતાં બમણી મજુરી મળી છે,'

સાહેબે આશ્ચર્યથી પૂછ્યું:-'તે કેવી રીતે?'

'સાહેબ! તેનું કારણ આ સ્ત્રીઓનું તારૂણ્ય!'

સાહેબ સર્વ સમજી ગયો. શામરાવ એક બાજુએ નીચું મોઢું રાખી ઉભો હતો. તેને પોતાની પાસે બોલાવી સત્ય હકીકત પૂછી; પણ તે શું બોલે?

ગોપાળરાવ આગળ બોલવા લાગ્યો:-'આ ગરીબોનો પક્ષ લેવાથીજ મારે તેના સાથે વૈર થયું છે. આપણને ઇશ્વરની કૃપાથી કોઇ મોટી પદવી મળી તે શું ગરીબોને દુ:ખ દેવા માટે? તેમનું અપમાન કરવા માટે? ના, ના, તેમના સુખને માટેજ. અધિકારીઓએ પ્રજાના ઉપરી તરીકે નહિ પણ પ્રજાના સેવક તરીકે વર્તવું જોઇએ જેના ઉપર આપણો અધિકાર છે જેના સુખનો માર્ગ સરળ કરવામાંજ અધિકારની મહત્તા છે. તાબાના માણસોને કચડી નાંખનાર અધિકારી નરરાક્ષસ ગણાય છે. સાહેબ! આ બાઇ તરફ અને તેનાં છોકરાં તરફ જુઓ. તે પોતાના હકના પૈસા માગવા માટે આવ્યાં હતાં; તેને શામરાવે લાત મારી. આપણને આપણાં બાળકો જેટલાં પ્રિય હોય છે તેટલાંજ ગરીબોને તેમનાં

બાળક પણ પ્રિય હોય છે. તો પછી આપણે તેના બાળકોનો શા માટે તિરસ્કાર કરવો જોઇએ,

સાહેબને ગોપાળરાવનું ભાષણ ઘણું પ્રિય લાગ્યું. તેણે નરમાશથી કહ્યું:—હિન્દુસ્થાનમાં આવીને મે ઘણા ખરા હિન્દુ જોયા છે: પણ ગોપાળરાવ! તમે એક ખરા હિન્દુ છો. તમારા લોકો ખુશામતીયા હોય છે, પણ તમારામાં સાચા શબ્દો કહેવાની હિંમત જોઇ હું આનંદ પામું છું, તમને મિત્ર કહેવામાં મને ઘણું ગૌરવ પ્રાપ્ત થાય છે. શામરાવનો વિચાર સરકાર કરશે. વ્યક્તિ વિષયક તમારે તેની તરફથી કાંઇ ત્રાસ થયો છે શું ?"

"ના. સાહેબ! વ્યક્તિ વિષયક મારે તેના સાથે કાંઇ દ્વેષ નથી"

"ઠીક તમે ના કહો છો પણ તમને તેની તરફથી કાંઇક ત્રાસ થયોજ હશે. છતાં હું તમારૂં કહેવું ખરૂં માનું છું. હવે તમે એમ કરો. તમારી પ્રકૃતિ અતિશય ખરાબ થઇ છે. પ્રથમ પોતાના શરીરને સંભાળો જો તમારૂં શરીર સારૂં હશે તો તમારા હાથથી તમારી ઇચ્છા પ્રમાણે તમે ઘણાં સારાં કામ કરી શકશો. પરમેશ્વરની કૃપા હશે તો તમે ઘણું સારૂં કાર્ય કરી શકશો, તમારા જેવા દેશભક્તોની—ગરીબોની દયા જાણનારાઓની હિંદુસ્થાનને અત્યારે ખરી જરૂર છે, હિન્દમાં ગરીબ કુટુંબો ઘણાં છે, તમારા જેવા સ્વયસેવકો તેમના ઉદ્ધારને માટે પ્રયત્ન કરે તો [illegible] લાભ થઇ શકે! તમારા શ્રીમંતો ગરીબો તરફ ધૃણાની નજરે [illegible] છે એ મહાન્ દેશદ્રોહ છે એ અસમાનતાનું વાતાવરણ વિ[illegible] નાંખી હિન્દના શ્રીમંત અગ્રેસરોએ સરકાર અને પ્રજા વચ્ચે [illegible]નુભૂતિ વધારવી જોઇએ,'

સાહેબે ગોપાળરાવ સાથે હસ્તધુનન કરી સર્વને ત્યાંથી જ[illegible] ર જા આપી. મજુરો શામરાવ જેવા યમદૂત તરફ તિરસ્[illegible] દ્દષ્ટિએ જોતા અને ગોપાળરાવ જેવા દેવદૂતના વખાણ કરતા [illegible] વિદાય થઇ પોતપોતાને કામે વળાગ્યા.